

# પંચાલ જ્ઞાતિબંધુઓને
# વિજ્ઞપ્તિરૂપે બે બોલ.

---


રચી છપાવી પ્રગટ કરનાર,

**ચુનીલાલ ખીમચંદ મારફતિયા.**

બુરાનપુરી ભાગોળ—સુરત.



પ્રત ૧૦૦૦ મૂલ્ય—અમૂલ્ય.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.


---

જ્ઞાતિબંધુઓ ભાવથી, શ્રવણ કરો આ વાત;
એજ લહો મનમાં સદા, સુધરે શાથી જ્ઞાત.

---


રીચીરોડના પુલ નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં

શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યું.

**અમદાવાદ.**

(વિદ્યાપીઠ પ૧૮૦

# એક ધાર્મિક સંસ્થાની ભારત બંધુ...

# અનુપમ સેવા.

સવિનય જણાવવાનું કે "શ્રી સનાતન ધર્મ પુસ્તક પ્રસારક મંડળ" એ નામની અમદાવાદમાં સ્થપાયેલી એક ધાર્મિક સંસ્થાએ બે વર્ષથી સનાતન ધર્મની ગર્જનાઓ જનસેવાર્થે પ્રકટ કરવા માંડી છે. બીજા વર્ષની ૧ થી ૫ સુધીની ભેગી ગર્જનાઓ એવા ઉત્તમ પ્રકારની નિકળી છે કે વિદ્વાનો અને બીજા સાધારણ મનુષ્યો તેની એકે અવાજે પ્રસંશા કરે છે. આ ગર્જના પછીની ગર્જનાઓ પણ બ્રહ્મચર્યવ્રતનું દૌર્લભ્ય, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ વિષયો ઉપર ઉત્તમ પ્રકારનાં દૃષ્ટાંતો આપીને હવે પછી પ્રકટ કરવામાં આવશે. સુરતના ધર્મનિષ્ઠ બંધુઓને ખાસ લાભ મળે એ હેતુથી મેં આ સંસ્થાની સેવા ઉઠાવવાનું મારે માથે રાખ્યું છે. મારી મારફતે તેના ગ્રાહક થવાથી ફક્ત રૂ.૦—૬—૦ માં ગર્જનાઓ મળી શકે છે. બાર માસનાં ૪૦૦ પાનાં ગર્જનાનાં પૂરાં પાડવામાં આવે છે. આપ ગર્જનાના ગ્રાહક થશો એવી મારી ઈચ્છા છે. હું આશા રાખું છું કે આપણા ધર્મની વૃદ્ધિ માટે આપ રૂ. ૦—૬—૦ તરફ દૃષ્ટિ નહીં કરતાં ગર્જનાના અવશ્ય ગ્રાહક થશોજ.

લી૦

સ્નેહાધિન

**ચુનીલાલ ખીમચંદ મારફતિયા**

આ સંસ્થાના ઑનરરી એજન્ટ

ઠે. બુરાનપુરી ભાગોળ—રૂવાળાના ટેકરે

સુરત.

ૐ

# પંચાલજ્ઞાતિ બંધુઓને વિજ્ઞપ્તિ રૂપે બે બોલ.

### મંગળાચરણ.

વિસ્તારે સદ્ધર્મને, છેદે સકળ અધર્મ:
અચિંત્ય તે પરમાત્મા, જેનાં અદ્ભુત કર્મ. ૧
અશરણ શરણજ તે હરી. જેની શક્તિ વિશાળ:
પ્રણમુ તેને ભાવથી, જે છે દીનદયાળ. ૨

---

### પદ ૧ લું.

પંચાલ ! ભ્રાતો જાગો જાગો રે, અતિ નિદ્રાને ત્યાગો રે. (૨)
જળહળતી આ જ્યોત જ્ઞાતિની, સહેજે એ નાઇ જાય;
પ્રેમરૂપી ઘૃત આહુત આપી, સતેજ બનાવો ભાય.
લ્યો લાખેણો લ્હાવો લ્હાવો રે. (૨) અતિ નિદ્રાને૦ ૧
સંપ કરી સ્વધર્મે રહો, નિજ કર્મ કરી પ્રપાએ;
ગરીબ તમારી પંચાળ જ્ઞાતિને, સ્નેહે વીરા એ. વધાવો.
અર્પો પ્રેમ સુખનો વાઘો રે. (૨) અતિ નિદ્રાને૦ ૨
પ્રમાદકેરો ત્યાગ કરીને, વીરાઓ વેગે ધાઓ;
છાંડી કુધારા સ્થાપી સુધારા, સહુ બંધુ સુખીયા થાઓ;
ઉદ્યમી સર્વે થાશો થાશો થાશો રે. (૨) અતિ નિદ્રાને૦ ૩
આ લઘુ લેખ પ્રારંભ થતામાં, અમૃત અભિનંદન વરસે;
ઇચ્છે સેવક “ચુની” એવું, સહાય શ્રી હરિ તમને કરશે.
વિજય નિજ જ્ઞાતિનો માગો માગો માગો રે. (૨) અતિ નિદ્રાને૦ ૪

**जन्म दुःखं जरा दुःखं, मृत्यु दुःखं पुनः पुनः ।**
**संसार सागरे दुःखं, तस्माज्जागृहि जागृहि ॥**

પ્રીય સજ્જનો ! જ્ઞાન એ પુરુષોને ત્રીજું નેત્ર છે, જે જ્ઞાનરૂપી નેત્ર સમગ્ર તત્વાર્થને જોઈ શકે છે. જે જ્ઞાનરૂપી નેત્રના તેજની ઉપમા જગતના કોઇ પણ પદાર્થથી આપી શકાય નહીં. જે જ્ઞાનરૂપી નેત્ર સદા ઉઘડેલું રહે છે, મીચાતું નથી, અને ત્રણે લોકમાં સદા પ્રકાશે છે.

બંધુઓ ! સારાસંગનું ફળ તમે જ્ઞાનચક્ષુથી જોશો તો ભવિષ્યમાં તમને ઇચ્છીત સુખની પ્રાપ્તિ થશેજ. તપેલા લોખંડ ઉપર પડેલા જળનું નિશાન પણ જણાતું નથી અર્થાત્ તે જળ તત્કાળ નાશ પામે છે, પરંતુ એજ જળ જો કમળના પત્ર ઉપર પડયું હોય તો મોતીના દાણા જેવું શોભે છે, અને એજ જળ જો સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપની વચમાં પડયું હોય તો કીમતી મોતી થાય છે. માટે અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણો તો પ્રાયઃ સંગથીજ થાય છે.

## પદ ૨ જું.

કરતું શુદ્ધ વિચાર, વંચક મન ! કર તું શુદ્ધ વિચાર,
એમાં અંતે ફળ છે સાર, વંચક મન ! કર૦ ટેક. ૧
ત્યજી અલ્યા કુસ્વભાવો તારા, રાખ પ્રભુ દરકાર. વંચક મન ! કર. ૨
અન્ય જનોથી ઇચ્છે તું તો, જેવો શુભ સત્કાર. વંચક મન ! કર. ૩
તેમ વરતવા "ચુની" કહે છે, તજો કુસ્વભાવ અસાર. વંચક મન ! ૪

## પદ ૩ જું.

ભલી ભારત ભૂમિ મહીં જન્મ લીધો,
કૃપા સિંધુ શ્રી ઇશ્વરે દેહ દીધો;

અરે ! જ્ઞાતિબંધુ સુણો મમ પોકારો,
કુધારો ત્યજીને સુધારો વધારો. ૧
તજી દંભ મિથ્યા સજો સ્વચ્છ વસ્ત્રો,
સુધારો હૃદય વીર વાંચી સત્‌શાસ્ત્રો;
દુ:ખી જ્ઞાતિ બંધુ તણી દાઝ જાણો,
અરે ! ગર્વ શ્રીમંતો (તમારો) ધર્મ પીછાણો. ૨
લઘુ જ્ઞાતિ બંધુતણી બાંય ઝાલી,
કરો દાન વિદ્યાનું શાળા જમાવી;
અરે ! બોલનો તોલ માનો અમારો,
કુધારો ત્યજીને સુધારો વધારો. ૩
રચો દુ:ખી માટે સુઔષધશાળા,
પામે શાંતિ જ્ઞાતિજનો જે દુ:ખાળા;
પ્રભુ પ્રેમ પામે. કરીને સુકામો,
લખાવો અમર નોંધમાં નિજ નામો. ૪
નથી વાપરી પાઇ જેણે ભલામાં,
નથી ધ્યાન ખેંચ્યું ફરી સુકળામાં;
નથી જે બન્યા નિજ જાત્યાભિમાની,
વૃથા જન્મ એનો ગણો ધૂળધાણી. ૫

## પદ ૪ થું.

થયા ઉત્તમ તેથી ન જાણવા જન એહને ઉત્તમ;
નહીં એ અધમ છે જેણે ન અર્પ્યો દેહને ઉત્તમ.
મળ્યા લાખખે. દીધા ખોઇ કહો શું જગતમાં પામ્યા;
સદા જયકાર એતો એહના જેથી જ્ઞાતિબંધુ શ્રેય પામ્યા.

## પદ ૫ મું.

જગતના ક્ષેત્રમાં ધરમીનણો જય એજ ધારો છે,
સકળ જગ એમ માગે ક્યાં સુધારો ક્યે સુધારો છે:
અરે ઓ જ્ઞાતિના શ્રીમંત ! મોટી ઘોર નિંદથી જાગો,
કરો નિજ જ્ઞાતિનું રૂડું સદા શુભ કામમાં લાગો.
પ્રભુ સૃજનાર જગદાર નું પોકારને સાંભળ:
કરી દે દ્રવ્યવાનોને સદા સદ્ધર્મમાં આગળ:
કરે જાતીનાખું સારૂં પ્રભો ! એ માગણી મારી,
સદા સતકામ શુભ રીતે કરે શ્રીમંત દીર્ઘચારી.

## પદ ૬ ઠું.

કૈં કૈં તરંગ પરંપરા સર્વત્ર ક્ષોભ પ્રસારતી,
કૈં કૈં પ્રયોગો અવનવા આક્રમ બધી અજમાવતી:
કૈં કૈં પ્રવૃત્તિ ચેતના હા ! નવીન રંગો જગાવતી,
કૈં કૈં પ્રજાઓ પ્રગતિમાં શુભ યત્ન નિજ વધ્યાં જતી.
"આગળ વધો આગળ વધો" એમ સૃષ્ટિ સહુ પોકારતી,
ભારત ભૂમિમાં જ્ઞાતિ હા ! પંચાત આંખો ચોળતી;
વિકાસ ક્રમ બંધુ ! અહો વિનાશ ક્રમ આગળો કરી,
દુનિયા સહુ દોડયાં કરે ધીર્યાં કરીશું ક્યાં સુધી.

## પદ ૭ મું.

થઇ ધનવાન અને વૈભવ, વધૂ મળીયા તો તેથી શું ?
ગરીબની દાઝમાં નહીં ભાગ, થયા મોટા તો તેથી શું ?
થયા વિદ્વાન અને ધની, ત્યજો નવ ગર્વ તેથી શું ?
થતા અનર્થ તથા વિક્રય, કર્યા ન દૂર તો તો શું ?

ત્યજ્યા ન દુર્ગુણ વ્યસનો, કીધો સત્સંગ તેથી શું
ત્યજી કુસંપ કુચાલોને, પડો સુંપંથ તેથી શું ?
કરી પ્રકાશ નિજ ગૃહનો, બીજા અંધકારમાં તો શું ?
થઇ સ્વાર્થી અરે ધનવાન ! લીધો ભાર ભૂમિનો તો શું?
મોટાં મન કર્યાં નહીં જ્યાં, ઉંચે ઠામે ચડ્યા તો શું?
પટેલ ને શેઠીઆ થઇને, દીધો નહીં ન્યાય તો તો શું?
અહીં શાંતિ થઇ સમજુ, રહ્યા પૂરે તો તેથી શું ?
થયા ધનવાન આગેવાન, કીધી કુચેષ્ટા તેથી શું ?
લેશે યમરાજ તમ લેખાં, અહીં નવ માનશો તો શું?
ત્યજો રીત સ્વાર્થની ધનવાન, મરે અન્ય બાળ જુઓછો શું?
ચડે ને એ પડે નીચે, કૃતિ કરતારની છે જ્યાં;
બોલે જ્યાં સત્યની વાણી, દગો કરનારનું શું ત્યાં ?
પટેલ ધનવાન આગેવાન, બન્યા વિદ્વાન તેથી શું ?
નથી જ્યાં જ્ઞાતિની દરકાર, હીરા રત્નો મળ્યા તો શું?
અધર્મે પેટ ભરી મોટા, ગણાયા શેઠ તેથી શું ?
કર્યાં ધન કાજ જ્યાં ને ત્યાં, ધંધું દ્રવ્યનું તો શું?
મળ્યો અધિકાર થયા ગર્વી, થયું અપમાન તેથી શું?

ધન જોબન ને જુવતિ, જ્ઞાન દાન વિદ્વાનમાં;
કહે "મુનિ" કંઇ આવી ગયા, કાળચક્ર તોફાનમાં.

---

## કન્યાવિક્રય કરનારા શું કહે છે?
## ( હાની થાય છે પણ હઠ છોડતા નથી. )
## પદ ૮ મું.

ભલે ધર્મ આ પૃથ્વીમાંથી, પાતાળે તો પેસી જાય;
પણ શુભ આજ્ઞા શાસ્ત્રોની ભાઇ, અમથી લેશ નહિ મનાય?

ભલે હળાહળ કળિયુગ વ્યાપે, અથવા દૈવ ભલે કોપાય;
પણ શુભ આજ્ઞા મહાશયોની, માનનીય તો નહીં મનાય.
નિષેધ શાસ્ત્રે ભલે કર્યો વળી, હજી ભલે નિષેધ લખાય;
લેશ નથી દરકાર જગતની, અમે ધાર્યું છે તેજ કરાય.
અમે કાંઇ ધંધો નવ શિખ્યા, અમથી કામ બીજું નવ થાય:
કોઇ ધંધામાં કસ રહ્યો નહીં, પેટ કહો ભાઇ કેમ ભરાય?
નર બદલે વાનરની ઉપમા, દેવી હોય તે ભલે દેવાય,
ક્રૂર કહો કે ભલો કહો પણ, મનપર અંકુશ નહીં રખાય.
વીશ વરસની અનારીને, પરથર ભાગી ભલે અપાય;
થેલી ભરીને આવે રૂપિયા, તોજ અમારી ચઢની થાય.
લોકમુખથી ભલે અમોને, નિર્દય વા પાપી કહેવાય;
હરામ ચસ્કો લાગ્યો અમોને, શું? લોક મુખે ડુચો દેવાય?
મોટી સભાઓ ભરી ભરીને, ભલે ભાષણો લાંબાં થાય;
પણ "ચુનિની" આ વિનતિનું, અનુકરણ ભાઇ નહીં કરાય.

## પદ ૯ મું.

નથી જ્ઞાતિમાં ધારા એવા કે ફાંસીને લાકડે લટકાવશે:
નથી જ્ઞાતિમાં કાયદા એવા કે કારાગૃહમાં મોકલશે.
નથી પુછનાર પટેલ શેઠીઆ તો પછી ભય ધરવો શાને;
નથી દીસતી પ્રમાણિકતા તો કરો કામ સહુ નિજ દામે.
દામ કરે સહુ કામ સદાએ, એ નિશ્ચય નિજ મનમાં ધર્યો;
લીધો હાથ શિકાર જગતનો દયા ધર્મથી નવ વર્યો.



॥ ઇતિ ॥